# શાહજાદા આલબર્ટ વિકટર આવ વેલ્સની હિંદુસ્થાનમાં પધરામણી.

રચનાર

યુ. બો. પ્રેસના મેનેજર.

રણછોડદાસ ફકીરભાઇ

વાંચવાનું શીક્ષક ભાગ પેહેલો બીજો, દેવીચંદ નાટકના ગાયનો, શ્રી ચતુરશા નાટક, અને ગરબા સંગ્રહ વિગેરેના કર્તા.

સુરત

"ખોદાબક્ષ" પ્રેસ એમ. જે. પોછવાલા

નાણાવટ.

સંવત ૧૯૪૬. સને ૧૮૯૦

કિંમત ૧।। આનો.



# શાહજાદા પ્રિન્સ વીકટરની પધરામણી.

## માહારાણી માતાની સ્તુતિ.

### ધનાશ્રી - રાગ.

કીર્તી છે તા'રી અપાર, માહરાણીમાતા, કીર્તી છે તારી અપાર - ટે.
ન્યાયીજગતમા અદલ પસારી, દેવી તણોરે અવતાર - માહા૦
અખત્યાર સઘલે વ્યાપી રહયોછે, ગણતા ના આવેપાર - માહા૦
વિદ્વતા પસારી વિશેષ અમલમાં, ચાલતાં લાગે શુ વાર - માહા૦
અગણિત કાર્યો કીધાં તે દીલથી, જગત તારેછે આધાર - માહા૦
સુખ સદા - તારૂં, નામ સમરતાં, પ્રિતે ચાલે સંસાર - માહા૦
નિતીનાં કાંમો તુજ પાસ ન્યારાં, પુરતો કરીને વીચાર - માહા૦
જ્ઞાન વધારી અજ્ઞાન જનમાં, ઈન્સાફ રૂડો પસાર - માહા૦
સ્ત્રી તેં વર્ગમાં આપી કેળવણી, દુર કીધાંછે અસાર - માહા૦
ત્રાસ પડાવી હીંદ દેશોમાં, પંડે ધરી અખત્યાર - માહા૦
જય જય પામો રાજ તમારૂં, એછે દેશિનો પોકાર - માહા૦

### કવિત.

ધન્ય માત અચળ તુજ, ગાવું, ગિતી, ગમન, મુજ,
નમન કરૂં હસ્તે હુંજ, આજ કાજ દિપતું.
રંગી ચંગી ગાન તાન, સુર પુર વિવેક સાન,
દાસ તારો તંન જાન, ખાંન પાંન ખિલતું.
ગતિ ગુણ ગમન દમ, શંક રંક સમજ સમ,
ભૂલ ચુક બખસ હમ, હર હાર મિલતું.



## હિંદમાં પ્રિન્સ વિકટર.

### દોહરો.

પ્રિન્સ પ્રિય સૌને થયો, હીંદુસ્થાનમાં હાલ;
પ્રસિદ્ધતાં આ જગવિષે, ધરશે ધારી વ્હાલ.

---

(રાગ—મેરે ગમકા તરાનાં, સુનીએ ફીસાના, અએ શહેજી શાન.)

પ્રિત પ્રિન્સ પધારી, કીર્તિ વધારી, હીંદને હર્ષ હૂર.
જોઈ કાન્તિ સારી, વિકટર તારી,—કીર્તી વધારી, હીંદને હુ૦
દેશો દેશ—માં બિરાજી, કીધાં નીતિનાં કામ,
સર્જનની સહુ સારમાં, મેલવ્યું ઉત્તમ નામ,
ઉર આપને પ્યારી, ધારી, વિચારી, કીર્તી વધારી. હીંદને હુ૦

નાના મોટાં રાજા સરવે, ઉંમગે ભરતા શલામ,
અમલદારો વળતી બીજાં, રાખવા મળવાં હામ,
દુઃખ સઘળું વિસારી, વારી તે ઠારી, કીર્તી વધારી, હીંદને હુ૦
મંડપ રૂડે પધારતાંને, હરખનો પુરે દિન,
વિધ વિધ રચનાં રંગમાં, તુજને કરે આમિન !
રૂડાં કાર્ય પસારી, ધારી, ઉચ્ચારી, કીર્તી વધારી, હીંદને હુ૦

### દોહરો.

આશા મોહતી અમતણી, નજર કરો સૌ મ્હેર,
ભાવે ભાળો સરવને, રાખી રંકપર મ્હેર.



## કલકતામાં ધામ ધુમ.

### લાવણી

રૂડાં કાર્ય કીધું છે કલક–ત્તામાં કેવું,
સઉ સુણજો ધરીને ચીત્ત સાંભળી લેવું.
તારીખ શાતમી જાન જાને વારીને,
ત્યાં થયો તમાશો ઠીક, જોયુ ધારીને.
નાટક નાચોને વળી કસરતી ખેલો,
ખંડીત હાથનાં સાથ કરે સઉ ભેલો.
રહયો આજી મંડપ પુર સુર સૌ નામાં,
ભરપુર ભરાયું લોક પેહરીને જામાં.

દેશી પરદેશી જનની ગરબડ સારી,
રચના મંડપની પુર બની બલીહારી.
સંજયાં પડતાં ત્યાં સઘળે થઈ રૂસનાઈ,
સડકો મોટી જયાં ચમકે વીજલી બાઈ.
મીનારા, મસીદમાં રોસની કીધી ભારી,
ફરતાં રસ્તામા, ઝલેછે ઝગ ઝગ સારી,
એમ ઠામે ઠામની સોભા કહું શું ધારી.
ઘણા ચોકી દારો ચોકી કરેછે સારી,
વાંચો આગળ પ્રિતથી, આર સુદર જેવું.
સઉ સુણજો ધરિને ચીત સાંભળી લેવું.



## કલકત્તામાં પધરામણીનો ટુંક હેવાલ.

### દોહરા.

જાનેવારી માસમાં, સુક્કર સોભે સાંજ.
કલકતે પધારિયાં, પ્રિતે જોવા કાજ— ૧.
મંડપ રોપ્યો પુરતો, આણી મોહતો હર્ષ;
આષિશ દેયછે બ્રાહ્મણો, અગણિત જીવો વર્ષ— ૨.
જોવા પુર ભેગા મલ્યાં, તમાસગિરો સા",
વળતી વાઈસ રાયની, લાંચ વિકટર માટ— ૩.
ગ્રહુસ્થો ઘણાં મલ્યાં ત્યાં, ગણતા ના આવે પાર;
દેશી પરદેશી ઘણા રાજા રાણા અપાર— ૪.

સરદારો સુર્યાં ઘણા, યુરોપિયન તે પેર;
વસ્ત્રો રૂડાં પેહરીને, ફરતાં ચારો મેર— ૫.
આવકાર આપે ઘણા, ઓહદેદારો અધિક;
સંરૂ સમારી ઉભા રહ્યા, તોપખાનાનાં શીખ— ૬.
નામદાર સુબા અને, રસાલો સઉ સાથ;
જડજો હાઇકોરટનાં, લસ્કરી સેનાપાત— ૭.
કારપોરેસન તેમનાં પ્રમુખી જે હાલ;
આવકાર પ્રિતે દિયે, આંણી મનમાં વ્હાલ— ૮.
ચાલી આવ્યાં ત્યાંથકી, વિકટર તણીપેર;
ગવરનરની શાથમાં, બાજુ સુબામેર— ૯.
મંડપમાં તે બિરાજીને, મળતાં પુર ઉમંગ;
ઓલખ આપી સરવને, રાજા શાણા સંગ— ૧૦.
ખુશી ખુશાલી ત્યાં થઇ, રંક અને કંઇ રાય;
વિકટરને હેલી ઘંણી, રાણી માતની સ્હાય— ૧૧.
માન પત્ર વાંચી રહયા, જવાબ મલ્યો જેહ,
ભાષણ રૂડું ભાખતાં, વિષમ્ય પામ્યા તેહ— ૧૨.
રચનાં બ.જી શું થઇ, કહેતાં થાકું અહીં;
માટે સાંર અસારમાં, સમજો ટુંકે સહી— ૧૩.



# પ્રિન્સ વિકટરની પધરામણી.

## વડોદરામાં ઠાઠમાઠ.



### દોહરો

સુદર સ્હેર વડોદરં, ગાયકવાડી રાજ
શિયાજીરાવ, સોભીરહ્યાં, લઘુ વયમાં આજ;



### ગરબી

(રાગ—ગીરધારીરે વાત કહુંતે વીચારો એ રાહ)

કીધી પુરાણરે, રચના પ્રિતે ભારી
કહુ કરજોડી વિસ્તારી,—
ઘણી શોભારે, સ્હેરમાં જો જો ધારી,
રંગ રગની ધુમછે સારી.— ટેક.

### ઝુલ.

રૂડાં વાવટાં ઉડે રંગેરે,
ફડકે નિસાન જે ઉમગેરે;
ચડે પવનથી તે જંગેરે,
જોઈ ઝુકેરે ફાનસ ફરતા વારી—કહું૦ ૧

જાત જાતનારે, કમાન મન લલચાવે,
જુવે નર—નારી પુર ભાવે;
સોર સરોદરે, કંઈક ગુણીજન ગાવે,
દેશીઓને આનંદ ઉર આવે.

ઝુલણ

લીલા પીલાં રંગીન વેલારે,
વળી ફરતાં શાથ મલેલાં રે;
હાર એકકેકમાં વિટેલા રે,
કીધાં કામોરે કારીગરે વિચારી — કહુ૦ ૨

ઝુડા ઝાડોરે, ઝગમગતાં સઉ જુવે,
દુઃખ દરદી જોઈને ખુવે;
આ નિરાંતરે, છોડી રચનાં નવ શુવે,
તેજ તારા મંડળમાં ચુવે

ઝુલણ.

વળી જાય ચીંતા સઉ મનનીરે,
એવી સોભાછે આજ દીનનીરે
બહુ બાહુર ભરે, ભીન્ન ભીન્ન નીરે,
ખુબ ખીલતુરે સ્હેરવડોદરૂં ભારી—કહુ૦ ૩

ખેલ કરતાં રે, કંઈક ખેલાડી ન્યારા,
જેવાં ખરતાં આકાસના તારા,
તે તો લાગેરે સઉને દીલથી પ્યારાં,
વિચારે એ ! શાકર માહુરાં.

ઝુલણ.

ધાંમ ધુમછે ઠામે ઠામરે,
જોવા મન ખરચે દામરે;
આવી લોકો કરે વિશ્રામરે,
આજુ બાજુનારે ગામથી જોવા કારી—કહુ૦ ૪

## તા૦ ૧૩ મી ને ગુરૂવારે.
## વડોદરામાં પધારેલાં આપણા નામદાર.
## પ્રિન્સ વિકટર.



રાગ—કાફી—હોરીનો.

મુજ વિનંતી પ્રીતે ઉર ધારી, શુણો તમે સ્યાણા નરનારી-ટેક.

ગાયકવાડી ગાજતુ ગુણી, સ્હેર વડોદરૂં ભારી;
પ્રજા પળે સૌ સપમાં સીધી, સરવે, ને આનંદકારી,
ખુબી ખુબ લાગછે પ્યારી—મુજ૦ ૧.

તારીખ ૧૩ ને વાર ગરેઉ, દિવસ છે શુભકારી,
પ્રિન્સ પધાર્યા પ્રિત ધરિને, સુંદર, સાંજ તે સારી;
થઈ પુર રચનાએ ન્યારી—મુજ૦ ૨.

સાત કલાકે સોભા મચાવી, તનુજ નજરને તમારી,
ખાસ ત્રેનમાં પોતે બિરાજી, આનદ, હેડે વધારી;
જુવો માન મોટું પસારી—મુજ૦ ૩.

ચચલ બાહદુર રાવશિયાજી, કરતાં સર્વે વિચારી,
પુરણ છે સઉ કામોમાં પોતે, નીતિ, ની છે રાજ દ્વારી;
કીધુ અતિ સેહેર સનગારી—મુજ૦ ૪.

ચંદ્ર સમાન તેજેસ્વીનાં એ, જાણો રૂડાં કારભારી,
વિકટરને પુર ખુશી દર્શાવી, નજર, નાં થોભે હમારી;
રણછોડા રશથી તે ડારી—મુજ૦ ૫.

---

મેહેરબાંન પ્રિય વાંચનાર સાહેબોને જણાવું છું કે, આ ચોપડી એક ટુંક બીનાથી, છાપી બાહર પાડીછે—અને થોડા દીવસમાં બીજો ભાગ ઘણી સારી ગોઠવણથી બધો સાર દાખલ કરી બાહર પાડશું.

# એમ. જે. પોસ્ટવાલાની બાહર પા[illegible] બુકો

**સ્ત્રી ચતુરાઈ યાને અસરલાગે [illegible]ાબતથી દુઃખપાંમે મોહબતથી ચાબક આપનારો નાટક કી. રૂ૦—૪—૦ ગોપીચંદરાજાનો નવો આપે રા કી. ૧૨ પઈ. રશીલી વારતા ૧ આનો.**

"હાથવાજુ શીક્ષક" ભાગ પેહેલો તથા બીજો, છપાઈ બહાર પડી છે, આ ચોપડી ઘણાએક શીખાઉ માણસને ઊપયોગી થઇ પડી છે, અને એની કીંમત ફકત દર નકલે ત્રણ આના રાખી છે, માટે હાથવાજુ શીખનારાને કંટાસેલા લોકોએ જરૂર ખપમાં લેવી.

"ફીડલ ગાઈડ" આ બુક વગર ઉસતાદે શીખ નારાની સકિત ધરાવે છે. એની કીમત રૂ૦ાા રાખવા મા આવેલી છે.

"પ્રેમદા પત્ર લેખાવળી" દરેક સ્રીઓને ઉપયોગી અને કાગજ લખવાની પુરતી સમજ કી૦ ચાર આના

એક ચતુર નાર સ્રી શીક્ષણસાર કી૦ ૧ આનો
વડોદરામાં પડેલી હડતાલનો ગરબો કી. ૬ પઇ
બોરદે અવશતા દરેક પારસી કુંટુંબોમા ગાવા લાગ કી૦ રૂ ૦ા.

